મુંબઇ ઇલાકો



ત્રીજા ધોરણ વાસ્તે

છપાવી પ્રસિદ્ધ કર્તા

# ભૂગોળસંક્ષેપનાગરત્ન

ખુશાલજી મુસાજી અમીજી અંતરીયા

હાથીબજાર

સન ૧૮૯૦

કિમત દોઢ આનો.

અમદાવાદ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ.

# ભૂગોળ સંક્ષેપ.

## ભાગ બીજો.

---

### સબ્દોની સમજણ.

૧ ભૂગોળ ( ભૂ=પૃથ્વી+ગોળ—ગોળો=પૃથ્વીનો ગોળો ) એવા શબ્દો ખગોળ, સૂર્ય ગોળ, ઈત્યાદિ.

૨ ભૂગોળ વિદ્યા એટલે જે પૃથ્વીપર આપણે રહીએ છીએ તે પૃથ્વીના ગોળાનું જ્ઞાન.

૩ પૃથ્વીનો આકાર ગોળ દડા જેવોછે તેની સપાટીના ત્રણ ભાગપર પાણી અને એક ભાગપર જમીન છે.

૪ આખી પૃથ્વી અથવા તેના કોઇ ભાગનો નમુનો કાગળપર ચીતર્યો હોય તેને નકશો કહેછે ઘર ખેતરની વીગેરેની દિશાઓ વીગેરેના નમુનાને પણ નકશો કહેછે.

૫ જે દિશામાં સૂરજ ઉગેછે તેને ઉગમણ કે પૂર્વ દિશા કહેછે.

૬ જે દિશામાં સૂરજ આથમે છે તેને આથમણ કે પશ્ચિમ દિશા કહેછે.

૭ સૂરજ સામા મોં કરી ઉભા રહીએ તો ડાબા હાથ તરફની બાજુને ઉત્તર દિશા કહેછે. અને જમણા હાથ તરફનીને દક્ષિણ દિશા કહેછે.

૮ નકશા સામે ઉભા રહીએ તો મથાળા તરફ ઉત્તર દિશા

નીચે દક્ષિણ દિશા ડાબા હાથ તરફ પશ્ચિમ દિશા અને જમણા હાથ તરફ પૂર્વ દિશા આવે છે.

૯ એ દિશા વચ્ચેના ભાગને ખૂણા કહેછે ખૂણા ચારછે ઉત્તર અને પશ્ચિમ વચ્ચે વાયવ્ય ખૂણો ઉત્તર અને પૂર્વ વચ્ચે ઇશાન ખૂણો પૂર્વ અને દક્ષિણ વચ્ચે અગ્નિ ખૂણો અને દક્ષિણ તથા પશ્ચિમ વચ્ચે નૈરૂત્ય ખૂણો.

૧૦ દિશાઓ ચાર છે કોઇ કોઇ ચાર ખૂણા ઊંચે આકાશ અને નીચે પાતાળ એમ દસ દિશા ગણેછે.

## જમીન.

૧૧ પૃથ્વીના બે મોટા ભાગછે તેને ગોળાર્ધ કે મહાદ્વીપ કહેછે ગોળાર્ધ બે છે પૂર્વ ગોળાર્ધ અને પશ્ચિમ ગોળાર્ધ.

૧૨ જેમાં ઘણા દેશો આવેલા હોય તેવા જમીનના મ્હોટા ભાગોને ખંડ કહેછે.

૧૩ ચારે તરફ પાણી ને વચમાં જમીન હોય તેને ટાપુ, દ્વીપ કે બેટ કહેછે એથી ઉલટું સરોવર.

૧૪ ત્રણ તરફ પાણી અને એક તરફ જમીન હોય તેને દ્વી-પકલ્પ કહેછે એથી ઉલટું અખાત.

૧૫ જમીનના ૨ મ્હોટા ભાગને સાંધનાર જમીનના ન્હાના કકડાને સંયોગી ભુમી કહેછે, એથી ઉલટી સામુદ્રધુની.

૧૬ લાંબી થઇ સમુદ્રમાં ગયેલી જમીનની અણીને ભુશીર કહેછે એથી ઉલટું ઉપસાગર.

૧૭ જમીનનો ઊંચો ગયલો ભાગ પર્વત કહેવાય છે.

૧૮ જમીનનો થોડો ઊંચો ગયલો ભાગ ડુંગર કે પહાડ કહેવાયછે.

૧૯ જમીનનો સહેજ સાજ ઉપસેલો ભાગ ટેકરો, ટેકરી કે ડુંગરી કહેવાય છે.

૨૦ પર્વતની ઊંચી ગયલી ટોચને પર્વતનું શિખર કહેછે.

૨૧ આગના પહાડને જ્વાળામુખી પર્વત કહેછે, ( જ્વાળા એ-ટલે અગ્નિ અને મુખ એટલે મોહું=જેહેના મોહામાંથી અગ્નિ નીકળે છે તેને જ્વાળામુખી )

૨૨ પર્વત કે ડુંગરા એક બીજા સાથે જોડાઇ લાંબે સુધી ગયલા હોય તેને પર્વતની હાર કહેછે.

૨૩ જમીનના સપાટ ભાગને મેદાન કહેછે.

૨૪ ઊંચા મેદાનને ઊંચપ્રદેશ કહેછે.

૨૫ પર્વત કે ડુંગરા વચ્ચેની નીચી જમીનને ખીણ કહેછે.

૨૬ જમીનના વનસ્પતિ કે ઝાડ વગરના મેદાનને ઉજડ કે વેરાન કહેછે.

૨૭ દરિયાને અડીને રહેલ જમીનના ભાગને કિનારો કહેછે અને કીનારાને લગતી જમીનને કાંઠો કહેછે.

૨૮ દરિયા કાંઠે આવેલા શહેર કે ગામને બંદર કહેછે.

૨૯ બંદરમાં જ્યાં વહાણો લંગર કરે તે ભાગને બારૂ કહેછે.

૩૦ દેશી રાજાઓના મુલકને સંસ્થાન કહેછે.

૩૧ ઘણા સંસ્થાનો જેમાં આવેલા હોય તેને ઇલાકો કહેછે.

૩૨ ઇંગ્રેજ સરકારના ખાલસા મુલકને ઇલ્લો કહેછે.

## પાણીના વિભાગ.

### ખારૂં પાણી.

૧ પૃથ્વીપરના ખારાપાણીના પાંચ મ્હોટા ભાગ કર્યાછે તેને

મહાસાગર કહેછે.

૨ મ્હાસાગરથી નાનો હોય તેને સમુદ્ર કહેછે.

૩ ચારે તરફથી જમીનથી વીંટાયલા પાણીના ભાગને સરોવર કહે છે.

૪ જે સરોવરનું પાણી બહાર જઇ શકતું નથી તે ઘણું કરીને ખારૂં હોય છે.

૫ જમીન ઉપર લાંબા ગયલા સમુદ્રને ઉપસાગર કહેછે.

૬ જમીનમાં ઝોંક ખાઈ ગયલા સમુદ્રને ઉપસાગર કહેછે.

૭ પાણીની સાંકડી પટી જમીનમાં ગયલી હોય અથવા સમુદ્રને મળતાં પહેલાં ભરતીનું પાણી માંહે આવે એવું નદીનું મુખ પહોળું હોય તેને ખાડી કહેછે.

૮ પાણીના બે મ્હોટા ભાગને જોડનાર પાણીના નાના ભાગને સામુદ્રધુની કહેછે.

૯ મીઠા પાણીનો જે પ્રવાહ પર્વત કે સરોવરમાંથી નીકળી ઢળતી જગોપર થઇ સમુદ્રને મળેછે તેને નદી કહેછે.

૧૦ જ્યાંથી નદી નીકળે છે તેને મુળ કહેછે.

૧૧ નદી જ્યાં મળેછે ત્યાં તેનું મુખ કહેવાય છે.

૧૨ દરિયાનું પાણી વારાફરતી ચડે ને ઉત્તરે તેને ભરતીઓટ કહેછે.

૧૩ વીજળી પડવાથી જે પાણીના ભાગનું તળીઉં ન પહોંચાય એવું થયું હોય તેને ધરો કહેછે.

૧૪ પર્વતમાંથી ધોધબંધ પડતા પાણીને ઝરો કે ઝરણુ કહેછે.

૧૫ ચોમાસામાં ખાડ કે ખાડામાં પાણી ભરાઈ રહે તેને ભાડ કહેછે.

૧૬ તળાવ કે નદીમાંથી નળી ખોદી તેમાંથી બીજે સ્થળે

પાણી લઈ જવા આવે તેને નળી કહેછે.

૧૭ બાંધેલી કુંડીની ઉપરનો ચોખુણ કે છ ખુણ ભાગ પગથીઆ અને આરાથી બંધાયલા હોય તેને કુંડ કહેછે.

૧૮ ખોદીને કાઢેલ પાણીનો ભાગ બાંધેલ હોય તો તે વાવ કહેવાય છે. પગથીયા બાંધ્યા ન હોય તો તે કુવો કહેવાય છે.

૧૯ વરસાદનું મીઠું પાણી ઝીલી રાખવા જબરી કુંડી બંધાવવામાં આવે તેને ટાંકુ કહેછે.

૨૦ નદી બીજી નદીને કે સમુદ્રને મળે ત્યાં તેનો સંગમ કહેવાયછે.

---

સંસ્થાનના પેટા ભાગને મહાલ, મહાલના પેટા ભાગને તાલુકો, તાલુકાના પેટા ભાગને પરગણું, પરગણાના પેટા ભાગને શહેર, ગામ કે ગામડું કહેછે.

# મુંબઇ ઇલાકાનું સ્વરૂપ.

મુંબઈ ઇલાકો એ હિંદુસ્તાનની પશ્ચિમ ભાગમાં છે તેનું મુખ્ય શહેર મુંબઇ છે તેમાં ગવરનર રહેછે મુંબઇ બેટ અંગ્રેજ સરકારને સને ૧૬૬૧ માં પોર્તુગાલના રાજાએ કન્યાદાનમાં આપ્યો હતો.

૨ **સીમા.**

વાયવ્ય, ઉત્તર અને ઈશાન દિશાએ બલુચીસ્તાન, પંજાબ અને રજપુતસંસ્થાન પુર્વે મધ્ય પ્રાંત, વરાડ પ્રાંત અને નીઝામનું રાજ્ય, દક્ષિણે મદ્રાસ ઇલાકો અને મ્હૈસુર પશ્ચિમે અરબી સમુદ્ર.

૩ **પર્વત**—હાલા, સુલેમાન, ગીરનાર, આબુ, સાતપુડા અને સંહ્યાદ્રી.

૪ **નદીઓ**—સિંધુ, સાબરમતી, મહી, નર્મદા, તાપી, બાહર, ગોદાવરી, કૃષ્ણા અને ભીમા.

૫ **બંદર**—કરાંચી, મુંબઇ અને કારવાડ.

૬ **અખાત**—કચ્છનું અને ખંભાતનું.

૭ **હુબશીનું રાજ્ય**—જાફરાબાદ અને જંજીરા.

૮ **ફીરંગીનું રાજ્ય.**

૯ **વિભાગ**—પાંચ છે તેના નામ ૧ સિંધ ૨ કચ્છ ૩ ગુજરાત ૪ મહારાષ્ટ એમાં દક્ષિણ અને કોકણ બેછે ૫ દક્ષિણ અને મહારાષ્ટ અને ઉત્તરકાનડા.

---

**કયો કયો મુલક સરકારને કોની પાસેથી અને કઇ સાલમાં મળયો.**

૧ **સિંધ**—આ પ્રાંત સને ૧૮૪૩ માં અંગ્રેજ સરકારે તેના અમીરો પાસેથી લડાઇ કરીને જીતી લીધો.

૨ **કચ્છ**—એ આખો દેશી રાજ્ય છે.

૩ **ગુજરાત**—આ પ્રાંતનો ઘણોખરો ભાગ અંગ્રેજ સરકારને ગાયકવાડ સરકાર પાસેથી કરારને પેટે મળેલો છે.

૪ આ બંને પ્રાંત અંગ્રેજ સરકારે પુનાના છેલ્લા રાજા બાજીરાવ પેશ્વા પાસેથી સન ૧૮૧૮ માં જીતી લીધા.

---

## ૧ સિંધ પ્રાંત.

આ પ્રાંત સને ૧૮૪૬ માં અંગ્રેજ સરકારે તેના અમીરો પાસેથી લડાઇ કરીને જીતી લીધો તેમાં સિંધુ નદી વહેછે તેથી સિંધ એવું નામ પડયું તેનો કમીશનર કરાંચીમાં રહેછે તેમાં માટીના વાસણ ચામડાની વસ્તુઓ અને શેત્રંજી બનેછે તેમાં વરસાદ થોડો વરસેછે દક્ષિણ ભાગની હવા સારી નથી.

## સીમા.

ઉત્તરે પંજાબ અને બલુચીસ્તાન દક્ષિણે કચ્છનું રણ અને અરબી સમુદ્ર પુર્વે જેસલમીરનું રણ અને રજપુત સંસ્થાનો અને પશ્ચિમે હાલા તથા સુલેમાન છે.

## ભાગ.

એના ચાર ભાગછે તે નીચે પ્રમાણે.

| ભાગ. | મુખ્ય શહેર. |
|---|---|
| ૧ સરહદનો મુલક. | જેકબાબાદ. |
| ૨ શિકારપુર જીલ્લો. | શિકારપુર. |
| ૩ હૈદ્રાબાદ જીલ્લો | હૈદ્રાબાદ. |
| ૪ કરાંચી જીલ્લો. | કરાંચી. |
| ૫ થરપારકર. | ઉમરકોટ. |
| ૬ ખૈરપુર સંસ્થાન. | ખૈરપુર. |

**દેશીરાજ્ય**—ખેરપુર.

**પર્વત**—હાલા અને સુલેમાન તે સિંધની પશ્ચિમે છે.

**નદી**—સિંધુ એ હિમાલય પર્વતના કૈલાસ શીખરમાંથી નીકળીને મુલતાન, પંજાબ, અને સિંધમાં વહીને અરબી સમુદ્રને મળેછે તેના ઉપર સક્કર, સેહેવાન, હૈદ્રાબાદ, અને કરાંચી છે એ નદી મુંબઈ ઇલાકામાં સૌથી મોટી છે.
તેમાં ઘણી નહેરો ખોદેલી છે તેથી ખેતરોને પાણી પુરૂ પાડવામાં આવેછે તેમાં ઉનાળામાં રેલવે આવેછે તેથી આસપાસ મુલકમાં પાણી ફરી વળેછે તેથી અનાજ પાકેછે.

**બંદર**—કરાંચી અને શહાબંદર.

**સરોવર**—મંચર સરોવર તે સેહેવા છે.

**જાત્રાનું ઠેકાણું**—હીંગળાજ કરાંચીની પશ્ચિમે છે.

**રેલવે સ્ટેશન**—કરાંચી, કોટી, હેદ્રાવાદ, સેવાન, લારખાના, સક્કર, શિકારપુર, ને જેકબાબાદ.

## મુખ્ય શાહેરો.

**જેકબાબાદ.**

**શીકારપુર.**<br>**સક્કર.** } તેમાં વેપાર સારો ચાલેછે.

**બક્કર**—

**રોરી**—<br>**લારખાનામેહેર** } એ મોટા કસ્બા છે.

**હૈદ્રાબાદ**—તેની શેત્રંજી રેશમી અને સુતરાઉ કાપડ માટીના વાસણ અને ચામડાની વસ્તુ એ વખણાય છે.

**હાલા**—તેમાં સાંધી ટોપીને માટીના વાસણ થાયછે.

**મીયાણી**—તેની પાસે સિંધની લડાઇ થઇ હતી.

**કરાંચી**—એ મોટું બંદર છે તેમાં સુતરાઉ કાપડ માટીના વાસણ અને કામળા બનેછે.

**કોટી**—<br>**તદ્દ**— } એ બે મુખ્ય સ્થળો છે.

**સેવાન**—

**ઝરક**—

**ઠઠ્ઠા**—તેમાં રેશમના કારખાના તથા જુમામસીદ છે.

**મીરપુર**—એ દક્ષિણમાં બંદર છે.

**શાહબંદર**—તેમાં ઈ. સ. ૧૫૪૨માં અકબર પાદશાહ જનમ્યો હતો.

**ઉમરકોટ—**

**નગરપારકર**—ત્યાં ઘી બહુ થાય છે.

**ખૈરપુર**—એ દેશી રાજ્યછે તે મીરઅલી મુરાદના તાબામાંછે.

---

## ૨ કચ્છદેશ.

એ આખો દેશી રાજ્યછે તેમાં પાંચલાખ માણસની વસ્તી છે ત્યાંના રાજા જાડેજા રજપુતછે તેને રાવ કહેછે તેમાં ફટકડી, સુરોખાર અને કોહેલાની ખાણો છે. ત્યાંના ઘોડા વખણાયછે તેનું મુખ્ય શહેર ભુજછે તેમાં પોલીટીકલ એજંટ રહેછે

### સીમા.

ઉત્તરે અને પુર્વે કચ્છનું રણ અખાત અને પશ્ચિમે અરબી સમુદ્ર છે.

### પરગણા.

એમાં પરગણા (૧૬) સોળછે તેના નામ (૧) પાવર (૨) માંયાણી (૩) બન્ની (૪) પચ્છમ (૫) ખડીર (૬) પ્રાંપલ (૭) વાગડ (૮) અંજારચોવીસી (૯) ભુવડ ચોવીશી (૧૦) હાલાચોવીસી (૧૧) કાઠી (૧૨) મોડાસા (૧૩) અબડાસા (૧૪) કંડ (૧૫) ગરડી (૧૬) માક એવી રીતે ૧૬ પરગણા છે.

### પર્વત.

એમાં પર્વત નથી પણ ડુંગરા ઘણાછે તેમાં કાળો, ધીણોધર, અને નનામો એ સૌથી ઊંચાછે.

### નદીયો.

તેમાં નદીયો એક નથી પણ એમાં વહેળા ઘણાછે તેમાં નાળારી, રૂકનાવતી અને નાગમતી એ સૌથી મોટી છે.

### બંદરો.

માંડવી, મુંદ્રા, લખપત, જખૌ, અને તુણા.

### મુખ્યશાહેરો.

**ભુજ**—સોનાની રૂપાની કારીગીરી તથા ભરતને માટે પ્રખ્યાત છે તેમાં રેશમી તથા સુતરાઉ કાપડ વણુવાના કારખાનાછે.

**માંડવી**—એ મોટું બંદર છે તેમાં વેપાર સારો ચાલે છે તથા દીવા દાંડી છે.

### મોટા ગામો.

અંજાર, રાપર, આધોઈ, ભચૌ, વેરા, નળીયા, કઠોરા, તેરા સુમરીરોહા, ભદ્રેશ્વર, કેરા, અનેકંથકોટ.

### ( ૩ ) જો ગુજરાત.

ગુજરાતનો ઘણો ખરો ભાગ અંગ્રેજ સરકારને ગાયકવાડ સરકાર પાસેથી કરારમાં મળેલોછે તેનું મુખ્યશહેર અમદાવાદછે.

### સીમા.

ઉત્તરે રજપુતસ્તાન, કચ્છનુંરણ, અનેકચ્છનું અખાતછે, દક્ષિણે અરબી સમુદ્રને કોકણ, પુર્વે માળવા પ્રાંત તથા ખાનદેશ જીલ્લો અને પશ્ચિમે અરબી સમુદ્રછે.

### તેનાભાગ.

એના ભાગ ૧૩ છે તે નીચે પ્રમાણે.

| | |
|---|---|
| અમદાવાદ જીલ્લો | અમદાવાદ |
| ખેડા જીલ્લો | ખેડા |
| ભરૂચ જીલ્લો | ભરૂચ |
| સુરત જીલ્લો | સુરત |
| પંચમહાલ જીલ્લો | ગોધરા અને દાહોદ |

| | |
|---|---|
| કાઠીયાવાડ એજન્સી | રાજકોટ |
| પાલણ પુર | પાલનપુરને ડીસા |
| મહીકાંઠા | સાદરા અને ઈડર |
| રેવાકાંઠા | નાંદોદ, બારીયા અને લુણાવાડા |
| પંચમહાલ. | નારૂકોટ. |
| સુરત. | વાંસદા, ધરમપુર, અને સચીન |
| ગાયકવાડનો મુલક. | વડોદરા. |
| ખંભાત સંસ્થાન. | ખંભાત. |

## દેશીરાજ્ય.

કાઠીયાવાડ, પાલણપુર, મહીકાંઠા, રેવાકાંઠા, પંચમહાલ, અને સુરત એજન્સી, ગાયકવાડનો મુલક, અને ખંભાત સંસ્થાન.

## પર્વત.

ચોટીલો, શેત્રુંજય, ગીર, ગીરનાર, બરડો, આબુ, અને પાવાગઢ.

## મુખ્ય નદીઓ.

એમાં મુખ્ય નદીઓ પાંચ છે તે નીચે પ્રમાણે.

**સાબરમતી**—એ મેવાડના ડુંગરમાંથી નીકળીને ખંભાતના અખાતને મળેછે તેના ઉપર અમદાવાદ ને સાદરા છે.

**મહી**—એ માળવાના ડુંગરમાંથી નીકળીને ખંભાતના અખાતને મળેછે તેના ઉપર ખંભાતને લુણાવાડા છે.

**નર્મદા**—એ સાતપુડાના પર્વતમાંથી નીકળીને ખંભાતના અખાતને મળેછે તેના ઉપર ભરૂચ, નાંદોદ, અને શુક્લતીર્થ છે.

**તાપી**—એ સાતપુડા પર્વતમાંથી નીકળીને ખંભાતના અખાતને

મળેછે તેના ઉપર સુરત ને રાંદેર છે.

**ભાદર**—એ જસદણ પાસેના મદાવાના ડુંગરમાંથી નીકળીને અર્બ્બસમુદ્રને મળેછે તેના ઉપર જસદણ, આઠકોટ, જેતપુર, ગણોદ, કુતિયાણું, ને નવી બંદર છે.

**બંદરો.**

જોડીયા, પોરબંદર, માંગરોલ, વેરાવળ, ભાવનગર, ઘોલેરા, ખંભાત, ભરૂચ, સુરત ને વલસાડ.

**જાત્રાનાં ઠેકાણાં.**

દ્વારકા, પ્રભાશપાટણ, ગીરનાર, શેત્રુંજય, અંબાજી. બહુચરાજી, ડાકોર, શામળાજી, સીધપુર, શુકલતીર્થ, વડતાલ.

**છાવણીનાં ઠેકાણાં.**

રાજકોટ, ડીસા, ને સાદરા.

**હુવાખાવાનાં ઠેકાણાં.**

બાલાચડી, ગોપનાથ, વેરાવળ ને આબુ.

**રેલવે.**

વડોદરા રેલવે, ભાવનગર, ગોંડલ રેલવે અને મોરબી રેલવે.

**રેલવેના નામ** તે નીચે પ્રમાણે.

**બી. બી. એન્ડ સી. આઇ રેલવેના ૪૩ સ્ટેશનો**—વઢવાણ લખતર, વિરમગામ, અમદાવાદ, નડીઆદ, વડોદરા, સુરત. પલસાણા, ને દમણ.

**ભાવનગર ગોંડલ રેલવેના સ્ટેશનો**—ધોરાજી, જેતલસર, જંકશન, જેતપુર, વાવડી. બાબરીયા, કુંકાવાવ, લુણીધર, ચીતળ, લાઠી, દસા, જાળીયા, ધોળાજંકશન. સોનગઢ, સીહોર, વર્તેજ. ગઢેચી,

ભાવનગર, ઉજળવાવ, નીગાળા, બોટાદ, કુંડળી, રાણપુર, ચુડા, લીંબડી, ને વઢવાણજંકશન.

**જુનાગઢ રેલવેના સ્ટેશનો**—જેતલસર જંકશન, ચોકી, વ- પ્રળ, જુનાગઢ, શાહાપોર, લુશાણા, કેસોદ, માળીયા, ચોરવાડ ને વેરાવળ.

**ગોંડલ પોરબંદર રેલવેના સ્ટેશનો**—ધોરાજી, સુપેડી, કો- લકી, જાળીયા, ભાયાવદર, પાનેલી, જામપુર, બાલવા, વાંસજાળીયા, સખપુર, રાણાવાવ ને પોરબંદર.

**મોરબી રેલવેનાં સ્ટેશનો**—મોરબી, ઢુવા, વાંકાનેર, દલડી, થાન, ડોળીયા, સાયલા, મુળી, કડકા ને જંકશન.

**કચ્છના અખાતને મળનારી નદીઓ**—આજી નદી.

**કચ્છનારણને મળનારી નદીઓ**—મચ્છુ, બનાસ, ને સરસ્વતિ.

**અરબી સમુદ્રને મળનારી નદીયો**—સિંધુ ને ભાદર.

**ખંભાતના અખાતને મળનારી નદીઓ** શેત્રુંજી, ભાવ, નગરની ખાડી, સુખભાદર સાબરમતી, મહી, નર્મદા, તાપી, ઢાઢર, કીમ. મીંઢોળા, પૂર્ણા અંબીકા, ને દમણગંગા.

સાબરમતી નદી, હાથમતી, મેશ્વો, વાત્રક, શેઢી ને ખારી.

---

## કાઠીઆવાડ એજન્સી.

એનું અસલ નામ સોરાષ્ટ હતું એ મોટો દ્વીપકલ્પ છે તેમાં પચીશલાખ ( ૨૫૦૦૦૦૦ ) માણુસની વસ્તીછે તથા ( ૪૧૨૭ ) ગામછે તેનું મુખ્ય શહેર, રાજકોટ છે, તેમાં પોલીટીકલ એજંટ રહેછે ત્યાંના ઘોડા વખણાય છે.

## સીમા.

ઉત્તરે કચ્છનું રણ પૂર્વે અમદાવાદ જીલ્લો અને ખંભાતનું અખાત દક્ષિણ અને નૈરૂત્ય ખુણામાં અરબી સમુદ્ર અને વાયવ્ય ખુણામાં કચ્છનો અખાત છે.

## પ્રાંતો.

પ્રાંત ચાર છે તેના નામ તથા સ્ટેશનો નિચે પ્રમાણે.

| | | |
|---|---|---|
| ૧ ઝાલાવાડ. | ઉત્તરમાં. | વઢવાણ. |
| ૨ ગોહેલવાડ. | પૂર્વમાં. | સોનગઢ. |
| ૩ સોરઠ. | દક્ષિણમાં. | જેતલસર. |
| ૪ હાલાર. | પશ્ચિમમાં. | રાજકોટ. |

## પરગણાં.

એમાં પરગણાં ૧૦ છે ( ૧ ) ઝાલાવાડ ( ૨ ) ગોહેલવાડ ( ૩ ) ઉંડસરવૈયાબાદ, ( ૪ ) બાબરીયાવાડ, ( ૫ ) કાઠીયાવાડ, ( ૬ ) સોરઠ. ( ૭ ) બર્ડો, ( ૮ ) હાલાર, ( ૯ ) મચ્છુકાંઠો, ( ૧૦ ) ઓખામંડળ.

## મુખ્ય ગામ.

ચોટીલો, શેત્રુંજય, ગીર, ગીરનાર ને બર્ડો.

## મુખ્ય નદીયો.

નદીયો ચારછે તેના નામ નીચે પ્રમાણે.

**ભાદર**—એજસદણ પાસેના, મદવાના ડુંગરમાંથી નીકળીને અરબીસુમુદ્રને મળેછે તેના ઉપર જસદણ, આટકોટ, જેતપુર, ગણોદ, કુતિયાણુ અને નવીબંદરછે.

**શેત્રુંજી**—એ ગીર પર્વતમાંથી નીકળીને ખંભાતના અખાતને મળેછે તેના ઉપર ધારી, પાલીતાણા, ને તળાજાછે.

**મચ્છુ**—એ ચોટીલાના પહાડમાંથી નીકળીને કચ્છના અખાતને

મળેછે તેના ઉપર વાંકાનેર, મોરબી ને માળીયાછે.

**આજર**—એ સર ધારી ધારમાંથી નીકળીને કચ્છના અખાતને મળેછે. તેના ઉપર, રાજકોટને, બાલંભાછે.

**બીજા( ૨ )વર્ગનાંરાજ્ય**—વાંકાનેર, પાલીતાણા, ધ્રોળ, લીંબડી, રાજકોટ, વઢવાણ ને જાફ્રરાબાદ.

**પહેલા( ૧ )વર્ગના રાજ્ય**—જુનાગઢ, નવાનગર, ભાવનગર, ધ્રાંગધ્રા, પોરબંદર, મોરબી, અને ગોંડલ.

**ત્રીજા( ૩ )વર્ગનાંરાજ્ય** વળા, લખતર, બાટવા, જસદણ સાયલા ને ચુડા.

**ચોથા( ૪ )વર્ગના રાજ્ય**—મુળી, લાઠી, બજાણા, વીરપુર, કોરડા, માળીયા ને જેતપુર.

ગાયકવાડ તાબાનો મુલક | અમરેલી ધારી, કોડીનાર ને દ્વારકાં.

**મુખ્ય શેહેરો.** તથા તેમાં વખણાતી ચીજો વિષે

**ધ્રાંગધ્રા**—એમાં પથરના વાસણ થાયછે.

**હુળવદ**—ધ્રાંગધ્રાનું મોટું ગામછે.

**લીંબડી**—ત્યાંની સુડીઓ વખણાયછે.

**વઢવાણ**—આસિસ્ટંટ પોલીટીકલ એજંટ રહેછે અને ત્યાંના સાબુ વખણાયછે.

**વાંકાનેર**—તેની પાસે જડેશ્વર મહાદેવની જગ્યાછે.

**થાન**—એમાં ઠીકરાના વાસણ થાયછે.

**લખતર**—ત્રીજા વર્ગમાંછે.

**ચુડા**— ,,

**મુળી**—તેમાં સ્વામી નારાયણનું મંદર છે.

**સાયલા**—તેમાં લાલા ભગતની જગ્યાછે.

**બજાણા**—ચોથા વર્ગમાંછે તેમાં મુસલમાન રાજ્યછે.

**પાટડી**—તેમાં વડાગરૂં મીઠું થાયછે.

**ભાવનગર**—એ મ્હોટું બંદરછે. અને તેમાં વેપાર સારો ચાલેછે.

**ઝીંઝુવાડા**—તેની પાસે પંચાસર નગર હતું.

**કુંડલા**—તેમાં લોઢાના વાસણ થાયછે.

**સિહોર**—તેમાં ત્રાંબા પીતળના વાસણ બનેછે.

**પાલીતાણા**—તેની પાસે ર શેત્રુંજય મુલક છે તેથી તે શ્રાવક લોકોનું જાત્રાનું ઠેકાણુંછે

**મહુવા**—એ ભાવનગર તાબાનું બંદરછે.

**ઘોઘા**—એ અંગ્રેજ સરકારના તાબાનું બંદરછે.

**ગારીયાધાર**—એ પાલીતાણાનું મ્હોટું ગામછે.

**સોનગઢ**—તેમાં ગોહેલવાડનો આ. આસીસ્ટંટ પોલીટીકલ એજંટ રહેછે.

**લાઠી**—ચોથા વર્ગમાંછે.

**વડા**—તેને પાસે વલભીપુર હતું.

**ડાઠા ચોક**—તેમાં થાણદાર રહેછે.

**દેડાણ**—તેમાં ઘી બહુ થાયછે

**જાફરાબાદ**—તેમાં હબશીનું રાજ્યછે.

**ધારી**—અમરેલીનો મહાલછે.

**અમરેલી**—એમાં ગાયકવાડનું રાજછે

**માણેકવાડા**—ગાયકવાડને તાબેછે

**ચીતળ**--જેતપુરનું મોટું ગામછે.

**જેતપુર**—એમાં કોડીનારનું રાજછે.

**જસદણ બગસરા**—એમાં કાઠીનું રાજછે.

**જુનાગઢ**—એ કાઠીયાવાડમાં સૌથી મ્હોટું સંસ્થાન છે, પાસે ગીરનાર એ જાત્રાનું ઠેકાણું છે.

**બોટાદ**—એ ભાવનગરનો મહાલ છે.

**પ્રભાસપાટણ**—તેનું બીજુ નામ સોમનાથપાટણ તે જાત્રાનું ઠેકાણું છે.

**વેરાવળ**—એ જુનાગઢ તાબાનું સંસ્થાન છે.

**કોડીનાર**—અમરેલીનો મહાલ છે.

**માંગરોલ**—એ જુનાગઢ તાબાનું સંસ્થાન છે.

**બાટવા**—એમાં મુસલમાન રાજ્યછે.

**અમરાપુર**—

**પોરબંદર**—એમાં જેઠવા રજપુતનું નામછે.

**દીવ**—એ બેટછે તેમાં ફીરંગીનું રાજ્યછે.

**બીલખા**—એ જેતપુર તાબાનું ગામછે.

**નવીબંદર**—એ ભાદર નદી ઉપર પોરબંદર તાબાનું બંદરછે.

**નવાનગર**—તેમાં કંકુ થાયછે તથા ત્યાંના દરિયામાં મોતી પાકેછે તથા સાચા મોતીના સુરમાનું કામ ઘણું વખણાય છે.

**જોડીયા**—એ નવાનગર તાબાનું બંદરછે.

**આમરણ**—એ નવાનગર તાબાનું મહોટું ગામછે. ત્યાંની પીરની માનતા બહુ ચાલેછે.

**ખંભાળીયા**—એ નવાનગર તાબાનો મહાલછે.

**સલાયા**—એ નવાનગર તાબાનું મોટામાં મોટું બંદર છે.

**પડધરી**—એ નવાનગરનો મહાલ છે.

**ગોંડલ**—પહેલા વર્ગમાં છે ત્યાંના પરગણાનો ગોળ વખણાયછે.

**ધોરાજી**—ગોંડલનો મહાલ છે.

**રાજકોટ**—એમાં પોલીટીકલએજંટ રહેછે.

**સરધાર**—એ રાજકોટનો મહાલ છે.

**ધ્રોળ**—બીજા વર્ગમાં છે.

**સરપદડ**— એ ધ્રોળનું મોટું ગામછે.

**મોરબી**—એમાં કાંસાના વાસણ થાયછે.

**ધ્રાફા**—તેમાં થાણદાર રહેછે.

**વસાવડ**—નાગર લોકોને તાબેછે.

**માળીયા**—એમાં મીયાણાની વસ્તી.

**દ્વારકા**—એમાં રણછોડજીનું દેરૂંછે તથા જાત્રાનું મોટું ધામછે.

કચ્છગઢ—એ કચ્છના રાવને તાબેછે.

**આરંભડું, પોશીતરૂં, ધીણાકી, મઢી**—એ ઓખામંડળમાં ગાયકવાડ તાબાના ગામોછે.

**પાલનપુર એજન્સી**—તેનું મુખ્ય શહેર પાલનપુર ને ડીસાછે.

**મુખ્ય પહાડ**—એ છે આબુનો અને શિરોહીનો.

મુખ્ય નદીઓ બે છે તે નીચે મુજબ.

**બનાસ**—એસિરોઈના ડુંગરમાંથી નીકળીને કચ્છના રણને મળેછે.

**સરસ્વતિ**—એ પણ શિરોઈના ડુંગરમાંથી નીકળીને કચ્છના રણને મળેછે તેના ઉપર સિધપુર ને પાટણ છે.

## મુખ્ય સંસ્થાનો.

એમાં સંસ્થાનો ૧૧ છે તે નીચે પ્રમાણે.

**પાલનપુર**—ત્યાંના રાજકર્તા દીવાન કહેવાય છે.

**રાધનપુર વારાઇ**—ર બહુ થાયછે અને રાજકર્તા નવાબ કહેવાયછે.

**તેરવાડા**—આ ચારે મુસલમાની સંસ્થાનો છે.

**પરાદ, વાવ્ય, સઈગામ, દેવદર, સાંતલપુર**—તેમાં તલ ગહુ થાયછે. આ પાંચે રજપુતોના સંસ્થાનો છે.

**ભાદર કાંકેજ**—આ બંને કોળીના સંસ્થાન છે.

## પાલનપુર સંસ્થાનમાં મુખ્ય તાલુકા.

ધાનધેરા, ડીસા, ધાનેરા, પાથાવાડા અને દાંતીવાડા છે.

**ડીસા**—પાલનપુરનું મ્હોટું ગામછે તેમાં પોલીટીકલ એજંટ રહેછે.

**રાધનપુર સંસ્થાનમાં મુખ્ય કસ્બા**—રાધનપુર, સળોને મુજપર છે.

**મહીકાંઠા એજન્સી**—તેનું મુખ્ય શહેર સાદરા ને ઇડર.

તેના છ ભાગછે તેના નામ.

(૧) નાની મારવાડ, (૨) રેવર, (૩) સાબર, (૪) વાત્રક કાંઠો, (૫) બાવીસી, (૬) કટોસણ.

**મુખ્ય પહાડ બે છે**—દાંતાનો અને આરાસુરનો.

**મુખ્ય નદીયો**—સાબરમતી, હાથમતિ, મેશ્વો ને વાત્રક.

## મુખ્ય શહેરો.

સાદરા, ઇડર, અહમદનગર, વડાલી, બાયડ, ચોઝલા, ગાબટ, દાંતા, માલનપુર, મોહનપુર, રણાસણ, માણસા, આમલીયારા, ઘોડાસર, વાસણા, ને કટોસણ.

**સાદરા**—એમાં પોલીટીકલએજંટ રહેછે.

ઇડર—એ મહીકાંઠામાં સૌથી મ્હોટું સંસ્થાન.

**સામળાજી**—એ જાત્રાનું ઠેકાણું છે તેમાં નવેંબર માસમાં મેળો ભરાય છે.

**રેવાકાંઠા એજન્સી**—ત્યાંના પોલીટીકલએજંટ વડોદરામાંરહેછે.

## મુખ્ય પહાડો.

રાજપીપળા ( અથવા પાવાગઢ )

**નદીઓ**—મહી, નર્મદા, વિશ્વામિત્રી ને ઢાઢર.

## મુખ્ય સંસ્થાનો.

સંસ્થાન છ છે તે નીચે મુજબ.

**રાજપીપળા, બારીયા, લુણાવાડા, છોટા ઉદેપુર, સુંથ**—તેનું મુખ્ય શહેર નાંદોદ છે તે રેવાકાંઠામાં સૌથી મોટું સંસ્થાન છે. આ પાંચે રજપુતોના સંસ્થાન છે.

**વાડાસિનોર**—એમાં મુસલમાની રાજ્ય છે.

**પંચમહાલ એજન્સી**—તેનું મુખ્ય શહેર નારૂકોટ છે.

સુરત એજન્સી તેમાં મુખ્ય સંસ્થાન ત્રણછે તે નીચે પ્રમાણે.

**વાંસદા, ધરમપુર, સચીન**—આ બંને રજપુતાના સંસ્થાનછે. તેનું બીજું નામ રામનગર છે એમાં મુસલમાની રાજ્ય છે.

**ગાયકવાડનો મુલક**—આખા મુંબઇ ઇલાકામાં આ સૌથી મોટું દેશીરાજ્ય છે તેના ચાર ભાગછે તે નીચે મુજબ.

**પહેલો ભાગ**—ખેડા જીલ્લો, ભરૂચ જીલ્લો, પંચમહાલ અને રેવાકાંઠા એજન્સીની વચ્ચે છે.

**વડોદરા**—એ ગાયકવાડ સરકારની રાજધાનીછે તેમાં અંગ્રેજ સરકાર તરફથી રેસીડેંટ રહેછે અને વિશ્વામિત્રી નદીને કાંઠેછે.

**દભોઇ**—ગાયકવાડ સરકાર તાબાનું મોટું ગામછે.

**બીજો ભાગ**— સુરત જીલ્લા સાથે સેળભેળછે. તેના મુખ્ય ગામ નવસારી, વસ્રાવી, ગણદેવી, તેલારી ને બળેશ્વર.

**ત્રીજો ભાગ**—કાઠીયાવાડમાં છે.

**અંમરેલી, ધારી, કોડીનાર, દ્વારકાં**—એ ગાયકવાડના મહાલછે.

**ચોથો ભાગ**—પાલનપુરએજન્સી, મહીકાંઠાએજન્સી, અને અમદાવાદ જીલ્લાની વચ્ચેછે.

**કડી**—ત્યાંના બળદ વખણાય છે.

**પાટણ**—એ ઇ. સ. ૭૪૬ માં વનરાજ ચાવડાએ વસાવ્યુંછે.

**મેસાણા**—એ મોટું ગામછે.

**સિધપુર**—એમાં રૂદ્રમાળનું દેરૂંછે.

**ખંભાત સંસ્થાન**—તેનું મુખ્ય શહેર ખંભાત, તેમાં મુસલમાની રાજ્ય છે. ત્યાં અકીકના પથરને સાફ કરવામાં આવેછે.

**અમદાવાદ જીલ્લો**—તેનું મુખ્ય શહેર અમદાવાદ તેમા કલેક્ટર રહેછે.

### પરગણાં.

પરગણાં સાત ( ૭ ) છે તેના નામ.

(૧) પ્રાંતીજ (૨) વિરમગામ (૩) ધોલકા (૪) દસક્રોઈ (૫) ધંધુકા (૬) ધોઘા (૭) તે સાણંદ.

### મુખ્ય નદીયો.

**સાબરમતિ**—તેના ઉપર અમદાવાદ ને સાદરા છે.

**અમદાવાદ**—એ. ઇ. સ. ૧૪૧૧માં અમદશાહએ વસાવ્યુંછે. અને તે ઉપરથીજ તેનું નામ અમદનગર પડયું ત્યાં રેશમી અને સુતરાઉ કાપડ, કીનખાબ, સોનેરી ને ક્ષેરા કાગળ બને છે.

**ધોલેરા**—એ રનું બંદરછે.

**ખેડાજીલ્લો**—તેનું મુખ્ય શહેર ખેડા જીલ્લામાં કલેકટર રહેછે.

### પરગણા.

પરગણા સાત (૭) છે તેનાં નામ ( ૧ ) કપડવંજ ( ૨ ) ઠાસરા ( ૩ )નડીયાદ( ૪ ) મેહેમદાવાદ ( ૫ ) માતર ( ૬ ) આણંદ ને ( ૭ ) બોરસદ છે.

**મુખ્ય નદીયો**—મહી, મેશ્વો, વાત્રક, શેઢી ને ખારી.

**કપડવંજ**—એમાં કાચ અને સાબુ થાયછે.

**ખેડા**—વાત્રક નદી ઉપર છે.

**ઉમરેઠ**—મોટું ગામછે.

**ડાકોર**—ત્યાં રણછોડજીનું દેરૂંછે તે માટે તે જાત્રાનું ઠેકાણુંછે

**ભરૂચ જીલ્લો**—એનું મુખ્ય શહેર ભરૂચ તેમાં કલેક્ટર રહેછે.

## પરગણાં.

પરગણાં પાંચછે (૧) ભરૂચ (૨) અંકલેશ્વર (૩) વાગરા (૪) આમોદ (૫) જંબુસર.

**મુખ્ય નદીયો**—મહી, નર્મદા, ઢાઢર, ને કીમ.

**સુકલતીર્થ**—એ નર્મદાકાંઠે જાત્રાનું ઠેકાણું છે.

**સુરતજીલ્લો**—તેનું મુખ્ય શહેર સુરત તેમાં કલેક્ટર રહેછે.

## પરગણાં.

પરગણાં ૮ છે (૧) પારડી (૨) વલસાડ (૩) ચીખલી (૪) જલાલપોર (૫) બારડોલી (૬) માંડવી (૭) ચોરાશી ને (૮) ઓરપાડ.

**મુખ્ય નદીયો**—તાપી, કીમ, મીંઢોળા, પુર્ણા, અંબીકા, ને દમણગંગા.

**સુરત**—એ તાપી નદી ઉપરછે એ આગળ મોટું બંદર હતું અને વેપાર સારો ચાલતો હતો પણ સંવત ૧૯૪૫ માં મોટી આગ લાગવાથી શહેરને મોટો ધક્કો પહોંચ્યો છે.

**રાંદેર**—એ તાપી નદી ઉપરછે.

**દમણ**—એ ફીરંગીને તાબેછે.

**પંચમહાલ જીલ્લો**—તેના પાંચ મહાલ છે તેથી પંચમહાલ એનું નામ પડયું તે પાંચેના નામ.

**૧ ગોધરા ૨ દાહોદ ૩ ઝાલોદ ૪ કાલોલ ૫ હાલોલ**—આ પાંચ મહાલો સિંધીયા સરકારને તાબે હતા તેની પાસેથી અંગ્રેજ સરકારે સન ૧૮૯૯ માં લીધા.

## ૪ મહારાષ્ટ.

### સીમા.

ઉત્તરે સાતપુડો પર્વત ને નર્મદા નદી દક્ષિણે દક્ષિણ મહારાષ્ટ પુર્વે મધ્યપ્રાંત, વરાડ પ્રાંત ને નિઝામનું રાજ અને પશ્ચિમે અરબી સમુદ્રછે.

### ભાગ.

એના બે ભાગ કર્યાછે તેના નામ (૧) દક્ષિણ. (૨) કોકણ.

## ૧ દક્ષિણ.

### સીમા.

ઉત્તરે સાતપુડો પર્વત ને નર્મદા નદી, દક્ષિણે દક્ષિણ મહારાષ્ટ, પુર્વે મધ્યપ્રાંત, વરાડ પ્રાંત ને નિઝામનું રાજ્ય, પશ્ચિમે સંહ્યાદ્રી પર્વત ને કોકણ.

### ભાગ ૧૦ દસછે તે નીચે મુજબ.

| ભાગનું નામ. | તેનું મુખ્ય સહેર. |
|---|---|
| ૧ ખાનદેશ જીલ્લો. | ધુળીયા. |
| ૨ નાશીક. ,, | નાશક. |
| ૩ અહમદનગર. ,, | અહમદનગર. |
| ૪ પુના. ,, | પુના. |
| ૫ સતારા. ,, | સતારા. |
| ૬ સોલાપુર. ,, | સોલાપુર. |
| ૭ ખાનદેશ એજન્શી | |

૮ પેઠ સંસ્થાન. પેઠ.

૯ સતારા જાગીર. ભોર, ફલટન, ઔંધ, અને જત.

૧૦ અક્કલકોટ સંસ્થાન. અક્કલકોટ.

## દેશીરાજ્યો.

ખાનદેશ એજનસી, પેઠ સંસ્થાન, સતારા જાગીર, ને અક્કલકોટ સંસ્થાન.

## પર્વતો.

સાતપુડો, સંહ્યાદ્રી ને ચાંદવડ.

**સાતપુડો**—એ મહારાષ્ટની ઉત્તરે છે તે પુર્વ પશ્ચિમ લાંબોછે તેમાંથી તાપીને નર્મદા નદી નીકળે છે.

**સંહ્યાદ્રી**--એ દક્ષિણ અને કોકણની વચ્ચેછે તે ઉત્તર દક્ષિણ લાંબોછે તેમાંથી પાંઝરા, ગીરણા, ગોદાવરી, પરવરા, સીના, ધોળ, મુળી, મુઠા, નીરા, ભીમા, કૃષ્ણા, વારણા, ઘટપ્રભા, મલપ્રભા અને તુંગભદ્રા એ નદીઓ નીકળે છે.

**ચાંદવડ**—એ સંહ્યાદ્રીની શાખાછે તે પુર્વ પશ્ચિમ લાંબોછે.

## મુખ્ય નદીયો.

નદીયો ૧૨ છે તે નીચે મુજબ.

**તાપી**—એ સાતપુડા પર્વતમાંથી નીકળીને ખંભાતના અખાતને મળેછે તેના ઉપર સુરત ને રાંદેર છે.

**પાંઝરા**—એ તાપીને મળેછે તેના ઉપર ધુળીયા છે.

**ગીરણા**—એ તાપી નદીને મળેછે તેના ઉપર માલેગામ છે.

**ગોદાવરી**—એ નાશીક, ત્રંબક પાસેથી નીકળીને બંગાળાના અખાતને મળેછે તેના ઉપર નાશીક, ત્રંબક ને પૈઠાણ છે.

**પરપરા**—એ ગોદાવરીને મળે છે તેના ઉપર **અકલકોટને** સંગમનેર છે.

**સીના**—એ ભીમાને મળેછે. તેના ઉપર અહમદનગર, નેસ્ત ને સોલાપર છે.

**ધોળ**—એ ભીમાને મળેછે. તેના ઉપર ફલટન છે.

**ભીમા**—એ ભીમશંકરની ટેકરીમાંથી નીકળીને કૃષ્ણાને મળેછે તેની ઉપર પંઢરપુર છે.

**કૃષ્ણા**—એ મહાબળેશ્વરની ટેકરીમાંથી નીકળીને બંગાળાના ઉપસાગરને મળેછે તેના ઉપર વાઇછે.

**વારણા**—એ કૃષ્ણાને મળેછે.

## જાત્રાનાં ઠેકાણાં.

નાશીક ને પંઢરપુર એ બે જાત્રાના ઠેકાણાં છે.

## છાવણીનાં ઠેકાણાં.

માલેગામ, ને પુના, એ બેટમાં છાવણી રહેછે.

## હવાખાવાનાં ઠેકાણાં.

ભીમાશંકર, ખંડાળે, પુરંધર ને મહાબળેશ્વર.

## રેલવેનાં સ્ટેશનો.

નાશીક, ઇગતપુરી, પુના અને સોલાપુર.

**ખાનદેશ એજન્સી**—તેના ત્રણ ભાગછે દાંગનો મુલક, સુબગણનો મુલક ને મેહેવાસી પરગણું.

## મુખ્ય ગામો.

**ધુળીયા માલેગામ નંદુરબાર ભુસાવળ**—એ ખાનદેશ જીલ્લામાં છે.

**નાશીક ત્રંબક ઇગતપુરી વીચુર રેલવે**—ગોદાવરીના મુળ

પાસે જાત્રાનું ઠેકાણું તેમાં ત્રાંબાપીતળના વાસણો સારાં બનેછે એ નાશીક જીલ્લામાં છે.

**અહમદનગર અંકોલે સંગમનેર પેઠણ**—એ અહમદનગર જીલ્લામાં છે.

**પુના જુનર**—એપેશ્વાની રાજધાનીહતી તેમાં નાગરવેલના પાન થાયછે.

**નારાયણ ગામ ખેડ**—કાગળ બનાવવાના કારખાના છે.

**પાવડ**—એ પુના જીલ્લામાંછે.

**તળેગામ**—

**ચીંચવળ**—

**પાટસ**—

**જેજુરી**—

**ઈંદ્રાપુર**—

**સતારા વાઈ**—એ સતારા જીલ્લામાં છે.

**સોલાપુર**—એ સોલાપુર જીલ્લામાં છે.

**પંઢરપુર**—એ ભીમા નદી ઉપર તેમાં વિઠ્ઠલનાથનું દેરૂં છે તેથી તે જાત્રાનું ઠેકાણુ છે.

**બારસી**—તેમાં રૂ બહુ થાય છે.

**પેઠ**—પેઠ સંસ્થાનનું મુખ્ય શહેરછે તથા ત્યાંની પાઘડી સરસ વખણાયછે.

**ભોર**—

**ફલટણ ઔંધ**—સતારા જાગીરના મુખ્ય ગામો છે.

**જત**—

અકલકોટ—એ અકલ કોટ સંસ્થાનનું મુખ્ય શહેર છે.

## ૨ કોંકણ.

### સીમા.

ઉત્તરે સુરત જીલ્લો દક્ષિણે ફીરંગીનું સંસ્થાન ગોવા, પૂર્વે સંહ્યાદ્રી. ને દક્ષિણ અને પશ્ચિમ વચ્ચે અરબી સમુદ્ર.

### ભાગ.

એના છ ભાગ કર્યાછે તે નીચે પ્રમાણે.

| ભાગનું નામ | મુખ્ય શહેર |
|---|---|
| ૧ થાણા જીલ્લો | થાણા |
| ૨ કોલાબા | અલીબાગ |
| ૩ રત્નાગીરી જીલ્લો | રત્નાગિરી |
| ૪ જવ્હાર સંસ્થાન | જવ્હાર. |
| ૫ જંજીરા | જંજીરા. |
| ૬ સાંવતવાડી | સાંવતવાડી. |

### દેશી રાજ્યો.

જવ્હાર સંસ્થાન, જંજીરા સંસ્થાન, ને સાંવતવાડી સંસ્થાન.

### પર્વતો.

સંહ્યાદ્રી અથવા પશ્ચિમઘાટ.

### બંદરો.

ડાહાણું. મહીમ, વસઈવાંદ્રે. મુંબઈ, અલીબાગ, જંજીરા, દરબાહ; અંજનવેલ, જયગડ, રત્નાગિરી, રાજાપુર. વિજયદુર્ગ, વેંગુરલે. મેગોવા

## હવા ખાવાના ઠેકાણા.

ગીવડી ને કલ્યાણ પાસે માથેરાનનો ડુંગર.

## રેલવેસ્ટેશન.

કલ્યાણ, થાણા, વાંદ્રા ને મુંબઈ.

## બંદર.

મુંબઈ, સાષ્ટી, ધારાપુરી, ઉરણ ને કરંજે.

**વસઈ**—ખાંડ બનાવવાના કારખાના છે

**મુંબાઈ**—એ મુંબઈ ઇલાકામાં સૌથી મોટું બંદરછે અને તેમાં ગવનર રહેછે.

**પનવેલ**—એ થાણાજીલ્લામાં મોટું શહેર છે.

**જંજીરા સંસ્થાન**—તેમાં સીદીનું રાજ્યછે તે નવાબ કહેવાયછે ને ખંડણી આપતો નથી તેને તાબે કાઠીયાવાડમાં જાફરાબાદછે.

## ફીરંગીનું રાજ.

દીવ, દમણ, ને ગોવા.

## બંદર.

**દીવ**—આ કાઠીયાવાડની દક્ષિણે છે. તે ૧૫૧૫માં વસ્યું લીધું.

**દમણ**—સુરતજીલ્લાની દક્ષિણેછે તે ૧૫૫૮માં લીધું.

**ગોવા**—કોકણની દક્ષિણેછે તે ૧૫૧૦માં જીતી લીધું તેમાં તેના ગવરનર રહેછે.

# દક્ષિણ મહારાષ્ટ્ર અને ઉત્તરકાનડા.

## સીમા.

ઉત્તરે દક્ષિણદેશ, દક્ષિણે મહાસુર, પુર્વે નીઝામનું રાજ્ય ને મ-

દ્રાસ ઇલાકો, પશ્ચિમે કોંકણને અરબી સમુદ્ર.

## ભાગ.

ભાગ સાતછે તે નીચે મુજબ.

| ભાગનું નામ. | તેનું મુખ્ય શહેર. |
|---|---|
| ૧ કલાદગીજીલ્લો | કલાદગી. |
| ૨ બેલ ગામ | બેલગામ. |
| ૩ ધારવાડ | ધારવાડ. |
| ૪ ઉત્તરકાનડા | કારવાડ. |
| ૫ કોલ્હાપુર સંસ્થાન | કોલ્હાપુર. |
| ૬ દક્ષિણ મરાઠા જાગીર | સાંગલી, જમખંડી, મીરજ, કુરૂંદવાડ, ભુધોળ, ને રામદુર્ગ. |
| ૭ સાવનુર સંસ્થાન | સાવનુર. |

## દેશીરાજ્યો.

કોલ્હાપુર સંસ્થાન, દક્ષિણ મરાઠા જાગીર, અને સાવનુર સંસ્થાન.

## મુખ્ય નદીઓ.

કૃષ્ણા, ઘટપ્રભા, મલપ્રભા, ને તુંગભદ્રા.

**ઘટપ્રભા**—એ કૃષ્ણાને મળેછે તેના ઉપર બેલગામને ગોકકછે

**મલપ્રભા તુંભદ્રા**—એ કૃષ્ણાને મળેછે.

## મુખ્ય બંદરો.

કારવાડ, કુમટા ને હોનાવર.

## મોટા ગામો.

**કલાદગી બાંગણકોટ**—એ કલાદગી જીલ્લામાંછે.

**બદામી વિજાપુર**- મુસલમાની રાજધાની હતી.

**બેલગામ ગોકક**—બેલગામ જીલ્લામાંછે.

**ધારવાડ**—તેમાં રૂ બહુ થાયછે.

**હુબલી નરગુંદ**—સુતરાઉ તથા ઉન કાપડ માટે પ્ર[illegible]

**કારવાડ કુપટા હોનાવર**— ઉત્તરકાનડા જીલ્લામાં બંદરે [illegible]

| | |
|---|---|
| **કોલ્હાપુર**<br>**વિશાળગઢ**<br>**કાગળ** | કોલ્હાપુર સંસ્થાનમાં છે. |

**બાવળા**—

**ઇચલકરંજી**—

**મલકાપુર**—

| | |
|---|---|
| **સાંગલી**<br>**જમખંડી**<br>**મીરજ** | દક્ષિણ મરેઠા જાગીરમાં છે |

**કુરૂંદવાડ**—

**મુધોળ**—

**રામદુર્ગ**—

**સાવનુર**—સાવનુર સંસ્થાનમાં છે



## મરશિયા ! મરશિયા ! ! મરશિયા.

તમામ મુસલમાન ભાઇઓને નમનતાઈથી અરજ કરવામા આવેછે કે હું નીચે સહી કરનાર એક મરશિયાનું નાનું પુસ્તક બહાર પાડનાર છું આ પુસ્તક આપણા ધર્મનું હોવાથી આપ તમામ ભાઇઓને ઘણુંજ ઉપયોગી અને દિલ પસંદ થઇ પડશે. આ પુસ્તકની કિંમત ફકત રૂપિયાના સવા આનાની રાખેલી છે મને પુરતી આશા છે કે દરેક મુસલમાન ભાઇઓ પોતાના ધર્મનું પુસ્તક જે કે ઘણુંજ સસ્તી કિંમતનુંછે તે ખુશીથી ખરીદ કરશે યાદ રાખવું કે આવી સોના જેવી તક મળવી મુશકેલ છે. કેમકે પુસ્તકો પણ ઘરાકની સંખ્યાના સુમારમાંજ છપાશે. અગાઉથી ઘરાક થયલા સાહેબોના નામ ચોપડીમાં દાખલ કરવામાં આવશે.

જામનગર.
પ્રખ્યાત બુકસેલરવાળા.

ઇશાજી મુસાજી અમીજી અંતરીઆ.
ઠે. હાથી બજાર.

## જાહેર ખબર.

### સુ. હાથીબજાર જામનગરના મોતીનો સુરમો.

બનાવનાર તથા વેચનારને ત્યાંથી તમામ જાતનાં પુસ્તકો જેવાં કે અંગ્રેજી, ડીપો, પહેલી ચોપડીથી સાતમી સુધીના અર્થ, જૈનધર્મ વિષ્ણુ ધર્મ, વગેરે જુદી જુદી વારતાઓના પુસ્તક પણ અહીંથી મળશે.

---

આ ચોપડી તથા બીજી હરેક જાતની ચોપડીઓ તથા સોનેરી કિનેરી કામની ટોપીયો ભાવનગરના પ્રખ્યાત બુકસેલરની, કંપની તથા **અબદુલહુશેન આદમજીની** કંપનીમાંથી મળશે.

